રૂઘનાથદાસ કૃત.

# વાલાજીના મહીના.



છપાવી પ્રસિદ્ધ કરનાર.

શા. મંગળદાસ લલ્લુભાઇ નારણદાસ બુકસેલર ઠેર

હીરાચોક—સુરત.

—(o)—

સુરત—ચંદનપુરી ભાગળ ઉપર આવેલા શ્રી "અનાવિલ"

પ્રિન્ટીંગ પ્રેસમાં ગોવિન્દજી ડાહ્યાભાઇ નાયકે છાપ્યું.

આવૃત્તિ ૧ લી. સને ૧૯૨૩ પ્રત ૩૦૦૦

કીંમત ૦-૨-૦

# વાલાજીના મહીના.

અથ શ્રી વાલાજીના મહીના લખ્યા છે.

કારતક મહીને મહેલી ચાલ્યા કંથરે વાલાજી,
પ્રીતલડી તોડીને આણ્યો અંત મારા વાલાજી;
પીયુજી મારા શું ચાલ્યા પરદેશ વાલાજી,
મંદીરીઆમાં મેલ્યા બાળેવેશ મારા વાલાજી;
ભર દરીયામાં મુજને મહેલી વહેતીરે વાલાજી,
આવડલી ધાતો હું નવ લેતી મારા વાલાજી;
મેં જાણ્યું જે ઉજળું એટલું દુધરે વાલાજી,
જાવાને દીવસડે માંડયા જુધ મારા વાલાજી;
સાગરીઆ તમે શીદ થયા છો ખારારે વાલાજી,
દો આગળ જઇ કરીએ કષ્ટ વિસારો મારા વાલાજી;

તમે અમારા દુખડાના છો જાણુરે વાલાજી;
પ્રીતલડી ઉપર બંધાણા પ્રાણ મારા વાલાજી,
થોડેને દિવસડે અમને મળજોરે વાલાજી.
શોભણના સ્વામીજી વહેલા વળજો મારા વાલાજી.
માગશર મહાને મંદીર ખાવા ધાયરે વાલાજી
એકલડી દાસીના દીન કેમ જાય મારા વાલાજી
શરીર મારૂ સરપતણો છે ભારોરે વાલાજી
ઉગરવાનો એકે નથી આરો મારા વાલાજી
જાય મારૂ જોબનીયું ભરપુરરે વાલાજી
આવે દીવસે કંથ ગયા કેમ દુર મારા વાલાજી
નાગરવેલતો નીર વીના સુકાયરે વાલાજી
મુળમાંથી ઉપજી વહેતી લાય મારા વાલાજી
વાલા તમારી વાડીઓ વણશી જાયરે વાલાજી
રોયા વિનાનો પોપટ પંખી ખાય મારા વાલાજી
પાણી વિનાના નીરખનીયાં સુકાયરે વાલાજી

ગોકુળમાં કેની ઓથે રહેવાય મારા વાલાજી
પીયુજી મારા પુરણ કીરપા કરજોરે વાલાજી
શોભણુના સ્વામીજી વહેલા વળજો. મારા વાલાજી
પોષ નહીંને પડીયા અમને સોશરે વાલાજી
તેડાવો જોશીડા જુએ જોષ મારા વાલાજી
શા કારણથી નાવ્યા સુંદર સ્યામરે વ.લાજી.
તરછોડીને ચાલ્યા ગોકુળ ગામ મારા વાલાજી
એક બાંધવના લખજો કુશળ ક્ષેમરે વાલાજી
વધામણી વાંચતાં આવે પ્રેમ મારા વ.લાજી
હૈયામાથી નથી ખોલાતા ખટકારે વ.લાજી
કાગળીઓ લખી મોકલજે કટકો મારા વાલાજી
શાહી ચીનાનો હડતાળો હેવાઈરે વાલાજી
સુધરજી તમે કેમ ભુલ્યા ચતુરાઈ મારા વાલાજી
ચતુર હોય તેને ચારે દેશે કુપરે વાલાજી
શામળીઆ સાંભળજો મારી ગુજ મારા વાલાજી

ઘડી ગણુતામાં માસ વીત્યા ત્રણુરે વાલાજી
શોભણુના સ્વામીજી રાખો શરણુ મારા વાલાજી
માહ મહીનાની સેજલડી છે સુનીરે વાલાજી
ગાતરની ઘાટડીઓ બીડુ કેની મારા વાલાજી
બાથલડીતો કેની કંઠે નાંખુરે વાલાજી
હૈયાના હીંડાળા મનમાં રાખુ મારા વાલાજી
વાવલીઆ તે ઠંડા શીતળ વાયરે વાલાજી
હીમાળો હાલ્યો તે કેમ સ્હેવાય મારા વાલાજી
અમ ઉપરતો દુખનો ડુંગર વાળ્યોરે વાલાજી
શા માટે શીયાળો ઘેર ના આળ્યો મારા વાલાજી
દેહ તણુાતો દુખડાં કોને કહીએરે વાલાજી
આંસુડાં ઢાળીને થાકી રહીએ મારા વાલાજી
તેજ અમારી આંખતણું તો ઉલ્યાંરે વાલાજી
હસવાને રમવા તો સરવે ભુલ્યાં મારા વાલાજી
ઓચીંતા આવીતે પડીઆ દુખડાં રે વાલાજી

શોભાણુના સ્વામીજી આપો સુખડાં મારા વાલાજી
ફાગણ મહીને સુંદર આવ્યાં ફુલરે વાલાજી
એ દેખી અંતરમાં ઉપજે શુળ મારા વાલાજી
વસંત ૠતુમાં વીરહ ઉઠે છે ભારીરે વાલાજી
જવું હતું ત્યારે ઝેરદઇ કાં નવ મારી મારા વાલાજી
આ પેલા આહીરડાં ખેલે હોળીરે વાલાજી
સરખી સહીયરની મળી છે ટોળી મારા વાલાજી
ચુવા ચંદન ઉડે અબીલ ગુલાલરે વાલાજી
ભેર ભુંગળને વાજે મરદંગ તાલ મારા વાલાજી
જોરે મળી છે વેરીઆની ટોળીરે વાલાજી
આ પેલી પાડોશણ રંગમાં રોળી મારા વાલાજી
હરી અમારે હઇયે હરખ ન માયરે મારા વાલાજી
ગોકુળની ગોપીઓ તમને ગાય મારા વાલાજી
આ વેળા તમે અંગ્રીજથી ઉતરજોરે વાલાજી
શોભાણુના સ્વામીજી વહારે આવજો મારા વાલાજી

ચઈતર માસે મોહોરી તમારી વાડીરે વાલાજી
કરમાણાતા તેણે કુંપળ કાઢી મારા વાલાજી
વંદ્રાવનમાં ભારે દાડમ ફાલ્યાંરે વાલાજી
ભીતરીઆમાં ભારે દુખડાં સાલ્યાં મારા વાલાજી
ભાત ભાતનાં ફુલડાં ફાલ્યાં અહોળાંરે વાલ.જી
લીલાને પીળા રાતા ધોળા મારા વાલાજી
કાળી કોયલ બોલે મધુરા બોલરે વાલાજી
ભમરા ગંજાવરના ઉડે સોર મારા વાલાજી
ડમરો મરવો ગુલાબને ગુલતોરારે વાલાજી
છોગલડા મુકવાને આવ્યો ઓરા મારા વાલાજી
અગર ચંદનની શોભા નથી અધુરીરે વાલાજી
તેને તળે તો બેસો સભા પુરી મારા વાલાજી
જળ જમુનાના છાંટીઆ છંટાવુંરે વાલજી
શોભણના સ્વામીજી તમને ભાવું મારા વાલાજી
વઈશાક માસે વાટ તમારી ન્યાળુંરે વાલાજી

આંખલડી ઉઘાડી ચોદેશ ભાળું મારા વાલાજી
અંખનામાં તો જાય છે આઠે પહોરરે વાલાજી
મંદીરીયામાં નથી વહેતું સોર મારા વાલાજી
જીવ અમારો આકુળ વ્યાકુળ થાયરે વાલાજી
ઘડી એકમાં તો જન્મારો વહી જાય મારા વાલાજી
દુઃખડામાંથી સુખનો લેતા લાભરે વાલાજી
ઓચીંતો અમ ઉપર ફાટયો આભ મારા વાલાજી
જળના જીવડા હળ બાહેર કેમ રહેશે મારા વાલાજી
તરણા ઉપર કેમ મેરૂ રહેશે મારા વાલાજી
કીડી ઉપર કટક ચડાવી લાવ્યારે વાલાજી
બાલપણમાં વીખના છોડ વાવ્યા મારા વાલાજી
શું નાંખો છો તાણીને તરછોડી મારા વાલાજી
જેઠ માસે જોઇ રહી છું ઠેઠરે વાલાજી
ઉનાળો ઉલ્યો પણ નવ થઇ ભેટ મારા વાલાજી
ઘડી ગણતા માસ થયા છે આઠરે વાલાજી

આગળ આવ્યા અસાડીના ઘાટ મારા વાલાજી
જીવણ તમને બહુ ઘણી લુ વાશેરે વાલાજી
ઉનાળાની આંચે દેહ કરમાશે મારા વાલાજી
પીયુડા તમારી કુમકુમવરણી મોળરે વાલાજી
મંદીરીએ આવીને ચંદન ચોળ મારા વાલાજી
વીંઝણીએ વાવલીયા ઢોળાવુંરે વાલાજી
શીતળ જળ ઝારીઓ આગળ લાવું મારા વાલાજી
તારે અરથે આંગણું સ્વચ્છ કરાવુંરે વાલાજી .
શીતળ વા સંગાથે રાસ રમાડું મારા વાલાજી
જાદવ તમને ઝીણું વસ્ત્ર પહેરાવુંરે વાલાજી
ચોભાણના સ્વામીજી લાડ લડાવું મારા વાલાજી
અશાડ માસે આવી મેઘ ધડુકેરે વાલાજી
વીજળીઓ ચમકેને જોર જણુકે મારા વાલાજી
અવધ ઉપર સરવે આવી ઉઠ્યુંરે વાલાજી .

શામળીયા વિણુ કોની જોડે બોલુ મારા વાલાજી
ઘેર વળ્યા જે ગયા હતા પરદેશરે વાલાજી
પીઉજી મારા કાનાં ઓઢાં લેશ મારા વાલાજી
આ ચોઘડીએ એવો ઉપન્યો નેહરે વાલાજી
માણુ તજુ કે પાડુ મારો દેહ મારા વાલાજી
કાં જાણું જે ભૈરવ જવ જઇ ખાવુંરે વાલાજી
કાશીએ જઇને કરવત મુકાવું મારા વાલાજી
કાં જાણું જે જોગ ધરીને જાવુંરે વાલાજી
તમારા વીજોગે ઓશીશ ખાવું મારા વાલાજી
જોયા વિનાનો જંપજ નથી વળતોરે વાલાજી
શોભણુના સ્વામીજી શે નહી મળતા મારા વાલાજી
શ્રાવણુ માસે શરવડીયાની ઝડીઓરે વાલાજી
એવી નથી ઉઘડતી ઘડીએ મારા વાલાજી
વા વાદળને વાય છે બહુ સોરરે વાલાજી
નાની મોટી નદીએ આવ્યાં પુર મારા વાલાજી

૧૦૭૪૨



કંથ વીના કામનીએ કેમ ખમાસેરે વાલાજી
પરદેશી પીયુડાની પ્રીત જણાશે મારા વાલાજી
જે કાનુડે કંસનું કરયું નીધનરે વાલાજી
તે કાંનુડા કોનું ઠારે મન મારા વાલાજી
આ બાલાનો અધુરો ઘરવાસરે વાલાજી
માશી મારી તેનો શો વિશ્વાસ મારા વાલાજી
ઢોરાં ચાર્યાં તેનો તો શો તોરરે વાલાજી
વાટેને ઘાટે હો જુઠ. કોલ મારા વાલાજી
ભુધરજી તમે ભરવાડા વટ રાખીરે વાલાજી
શોભણુના સ્વામીજી જુઓ ઝંખો મારા વાલાજી
ભાદરવે ભર નીંદ્રા લાગી મીઠીરે વાલાજી
સ્વપ્નામાં તો તારી મુર્તિ દીઠી મારા વાલજી
માથે મુગટ પીતાંબર છે પહેર્યાંરે, વાલાજી
તીલક છાપને, ટપકાં કેશર કેરાં મારા વાલાજી
પાતળીયાનો પટકો, જોઇને, મટકીરે વાલાજી

તે વેળાએ દુઃખડાં ચાલ્યાં સટકી મારા વાલાજી
કાને કુંડળ કંઠે મોતી હારરે વાલાજી
જરકશીને જામે ઝળકે તાર મારાં વાલાજી
વાંસલડીને વરણાગી શી કહીએરે વાલાજી
ઘુઘરીઓ દેખીને ઘેલા થઇએ મારા વાલાજી
વધામણી તો આવે વારંવારરે વાલાજી
શોભણના સ્વામી મળીયા મોરાર મારા વાલાજી
આસો માસે આવી વાયસ બોલેરે વાલાજી
ચોકમાં આવીને ચાસડો લે મારા વાલાજી
વધામણી કોઇ લાવે આણી વારરે વાલાજી
કંઠેથી આપુ એકાવન હાર મારા વાલાજી
તરીયાં તોરણ બાંધુ મારે દ્વારરે વાલાજી
ઘરમાં ઘાલું કુમકુમવરણી આર મારા વાલાજી
સોનાને શ્રીફળે પુરૂ થાળરે વાલાજી
ભેર ભુંગળ વજડાવું મરદંગ તાલ મારા વાલાજી
ચાલો સજની વઇકુંઠનાથ વધાવારે વાલાજી

શોભણુના સ્વામીજી મંદીર આવ્યા મારા વાલાજી
બારે માશે આવી ઝાલ્યો હાથરે મારા વાલાજી
મોતીડે વધાવ્યા વૈકુંઠનાથ મારા વાલાજી
પુરૂષોતમજી પુરૂષોતમ માસ વડેરે વાલાજી
દયા કરી તે દિવાળીનો દહાડો મારા વાલાજી
હરી અમારે આનંદ ઓછવ થાયરે વાલાજી
માનુનીઓ મળીને મંગળ ગાય મારા વ.લાજી
શેરક તરવે આરતીઓ ઉતારેરે વાલાજી
અલબેલજી ઉપર તનમન વારે મારા વાલજી
ખાનપાનને પકવાન મીઠા મેવારે વાલજી
જમુના જળઝારીઓ આચમન લેવા મારા વાલાજી
લવીંગ સોપારી એલચી આદરમાનરે વાલાજી
વાળી આપુ બીડલા બાસઠ પાન મારા વાલ.જી
સંપુરણ થઇ હરીની લીલા સોળેરે વાલાજી

ચતુરા ઉભી રહી ચમર ઢાળે મારા વાલાજી
સુખ સજ્યામાં પોહઢડું નંદલાલરે વાલાજી
વીઠલજી હસીને લડાવું લાડ મારા વાલાજી
જનમો જનમ આપો વાસરે વાલાજી
શોભાનુના સ્વામીએ પુરી આશ મારા વાલાજી.

ઈતિ શ્રી વાલાજીના મહિના સંપુર્ણ.



(૫૦ વરસના)

જુના અને પ્રમાણિકપણાથી જાણીતા

## બુકસેલર અને સ્ટેશનર.

અમારી દુકાને અંગ્રેજી તથા ગુજરાતી સ્કુલમાં ચાલતા તમામ જાતના પુસ્તકો, નવા વરસની હરેક જાતની મનપસંદ ડાયરી બુકો. પંચાંગો જૈન તથા વૈષ્ણવ ધર્મના પુસ્તકો વારતાઓ, નોવેલો, કોરી એકસરસાઇઝ, કાર્ડ કવર, સાલ મુબારકના ફેન્સી કાર્ડ હરેક જાતના કાગળો અને હરેક જાતની "સ્ટેશનરી" પત્થરની તથા કાગળની સ્લેટો, પેન, બરૂ, ચાક વીગેરે ઘણુંજ કીફાયત ભાવથી મળશે

બહારગામના ઓર્ડરો બહુજ કાળજી પૂર્વક અને તાકીદે રવાના કરી ગ્રાહકોને સંતોષ આપવામાં આવે છે માટે એકવાર ઓર્ડર આપી ખાત્રી કરો.

કોઇ પણ જાતના પુસ્તકો માટે લખો.

## શા. લલ્લુભાઈ નારણદાસ બુકસેલર.

લીમડાચોક—સુરત.

# સ્ત્રીઓપયોગી ખાસ પુસ્તકો.


| | |
|---|---|
| સતી મંડળ ભાગ ૧-૨ | ૮-૦-૦ |
| સતી ચરિત્ર | ૩-૦-૦ |
| મીરાંબાઇ | ૧-૪-૦ |
| સેવેજ | ૧-૦-૦ |
| ચતુર સુંદર સ્ત્રી વીલાસ ગરબાવળી | ૦-૧૦-૦ |
| સ્ત્રીઓની રંગભૂમી | ૨-૮-૦ |
| અમર ચરિત્ર ભા ૧-૨-૩-૪ | ૧૪-૦-૦ |
| કુંચન ભા. ૧-૨-૩-૪ | ૭-૦-૦ |
| ગૃહસ્થાશ્રમ | ૨-૮-૦ |
| સંતવ વીજય ભા. ૧-૨-૩-૪ | ૧૧-૧૨-૦ |
| સરસ્વતી | ૧-૮-૦ |
| શાક પક પકવાન શાસ્ત્ર | ૨-૦-૦ |
| ભાગ્યનો પારસ | ૨-૦- |
| ચપળા અથવા ચોર્યાસીનું ચક્ર | ૨-૮- |
| ચરીત્ર ચંદ્રીકા | ૩-૦- |
| પદ્મલતા | ૨-૮ |
| ભોજ પ્રબંધ | ૨-૮- |
| દક્ષીણીનો વાઘ | ૩-૦ |

મળવાનું ઠેકાણું

લલ્લુભાઇ નારણદાસ બુકસેલર
લીમડાચોક-સુરત